જ્ઞાન.

ॐ

# "અરવિન્દાશ્રમ."

[ કચ્છ—બીદડા. ]

[ પત્રિકા નો. ૧ ]

"ધર્મની પાછળ ભટકનાર, ત્હારા સ્વભાવમાંથી
ધાર્મિકતા ઝરે એવા આદર્શોને શોધ"
"સેવાની પાછળ ભટકનાર, સમર્પણ કરતાં શીખ"
"મોક્ષની પાછળ ભટકનાર, "પૂર્ણયોગ"થી વિશુદ્ધ
સમત્વ કેળવી જીવનને મોક્ષમય બનાવ."

પ્રેમ. શ્રદ્ધા.

પ્રકાશકઃ—
વેલજી ઠાકરશી.
જીવીબ્હેન મગન.

શક્તિ.

# પ્રસ્તાવના.

આજે, આ લઘુ લેખ " અરવિન્દાશ્રમ " ની પત્રિકા રૂપે વિચારશીલ વ્યક્તિઓને માટે પ્રગટ કરવામાં આવે છે. " અરવિન્દાશ્રમ "ની કાચી યોજનાના બહાર પાડેલા ખરડા ઉપર મળેલા અભિપ્રાયો, અને ત્હેમાંથી ઉત્પન્ન થતી શંકાઓના ઉત્તર રૂપે જ આ લેખ લખવામાં આવ્યો છે.

" અરવિન્દાશ્રમનો હેતુ " એ શિર્ષક તળે લખાયેલ લેખમાંથી જે શંકાઓ ઉત્પન્ન થઇ છે, ત્હેના જવાબ રૂપે " તરંગો " એ લેખ લખવામાં આવ્યો છે. અને " સભાસદ થવાના :નિયમો " એ શિર્ષકવાળા લેખમાં થયેલ શંકાઓ માટે " નિમંત્રણ " નો લેખ લખવામાં આવ્યો છે.

દરેક બાબતમાં પ્રામાણિક મતભેદ હોઇ શકે છે. વાંચનારને આ બધા વિચારો વાંચતી

વેળાએ કોરા હૃદયે અને નિષ્પક્ષ બુદ્ધિએ વાંચવા પૂરતો જ આગ્રહ છે.

અંતમાં આ બધા વિચારોમાં જ્યાં જ્યાં કંઇ સત્યાંશ જણાય ત્યાં ત્યાં, વાંચનાર, ત્હારા હૃદયમાં રહેલા "અરવિન્દ" ની જ સામગ્રી છે એમ માનજે. જ્યાં જ્યાં અસત્ય-અપૂર્ણતા જોવામાં આવે ત્યાં ત્યાં અમ્હારી અહંતાનો જ દોષ જોજે.

આશ્રમનું કાર્ય આવતા મહા મહીનાથી શરૂ થશે.

બિદડા-કચ્છ.
તા. ૧૫ ૧૨-૨૦ શુક

જીવીબ્હેન મગન.
વેલજી ઠાકરશી.

# તરંગો.

બેડી સૂવર્ણની હો વા લોખંડની હો બન્ને સમાન કષ્ટપ્રદ છે. કામનાઓ સારી હો વા નઠારી હો બન્ને સમાન બંધન રૂપ છે.

દેહ ઉપરની આસક્તિ આત્મજ્ઞાનને અટકાવે છે. સ્વરૂપ ઉપરનો મોહ સ્વરૂપની પાછળ રહેલા તત્ત્વને ભુલાવી દેછે

નિરપેક્ષ સત્ય-નિર્દ્વંદ્વ સિદ્ધાંત ભાષામાં મુકાતો હોત તો વેદમાં નેતિ નેતિ શબ્દ આવત જ નહિ.

લખનાર એક લક્ષ્યબિન્દુથી લખે છે, વાંચનાર અન્ય લક્ષ્યબિન્દુથી તેહેનો અર્થ સમજવા પ્રયત્ન કરે છે. નયનની ભિન્નતા દુનીયા પરના ઘણા ખરા શાબ્દિક

વિવાદમાં કારણુ છે. " વ્યવહાર" નયનનાં બધા સત્યો " નિશ્ચય " નયનની દૃષ્ટિએ અસત્ય ઠરે છે.

આત્મ નિરીક્ષણુ કર, જે અહંતા, તું અન્યમાં જોઇ રહ્યો છે, તે ત્હારીજ અહંતાનું પ્રતિબિમ્બ તો નથી ?

વસ્તુ માત્ર એકજ સત્તાથી ચાલે છે. બધા તરંગો એકજ સાગરના વમળ છે. બધા-જીવો એકજ પ્રભુના સ્વરૂપો છે; પરંતુ અહંતા ત્હારી ગતિ કેવી વિચિત્ર છે કે તે બધા ત્હારા લીધે પોતાના સ્વરૂપને જ સત્ય માને છે, અને પોતાની પાછળ છુપાઈ રહેલી પ્રેરક શક્તિ, કે જે બધા પૃથક જીવનનું મૂળ છે ત્હેને જોઇ શકતા નથી.

આત્મા અને પરમાત્મા એકજ છે. સમુદ્ર અને તરંગની જેમ. બધા તરંગનો નાચ–બધા આત્માની લીલા, એકજ સમુદ્ર અને પરમેશ્વરની પ્રેરક શક્તિને લઇનેજ થાય છે. છતાં પ્રત્યેક તરંગ–પ્રત્યેક જીવ પોતાની અહંતાને લઇને તે શક્તિને પોતાની માની લે છે, અને પોતાના શુદ્ધ સ્વરૂપનો ખ્યાલ ભુલી જાય છે. પ્રભુ તો એકતાનો અને અનેકતાનો સરખો આનંદ લઇ તે બન્નેથી પર રહ્યા છે. અહંતા ક્યાંથી આવી ? ત્હેના હેતુ અને ઉપયોગ શો છે ? તે ભવિષ્યમાં પૂછજે, હમણાં તો તે અહંતા છોડી તું ત્હારા આખા સ્વરૂપને ઓળખ.

જીવનનાં અંતિમ લક્ષ્ય ભણી પ્રયાણ

કરનાર પ્રવાસીને, તત્ત્વજ્ઞાનનાં ઘોર અર-ણ્યમાં ચાલતાં નડતા પ્રતિરોધોને, અને પ્રવાસના થાકને સહ્ય બનાવવા માટે, બુદ્ધિ ત્હેના આશ્વાસન કાજે “ધર્મ, વૈરાગ્ય, ત્યાગ, મોક્ષ,” વિગેરે ભાવના-ઓ સૂજે છે. પ્રવાસી આ ભાવનાઓ રૂપી વિશ્રામસ્થળો ઉપરે જરા આરામ લે છે, અને પ્રયાણુનો થાક ઉતારે છે. પ્રયાણુના થાકની, અને વિશ્રામ સ્થળના આરામની થતી લાગણીઓને નૈયાયિક “દુઃખ” અને “સુખ” એવી સંજ્ઞા આપે છે. પણ ઓ અનન્તના પ્રવાસી, એ એકે વિશ્રામ સ્થળ કંઇ ત્હારૂં લક્ષ્યબિન્દુ નથી, ત્હારૂં પ્રાપ્તવ્ય નથી. એ તો માત્ર સ્હેજ થાક ઉતારવા

વિશ્રામ સ્થળો છે. એના ઉપરે આસક્તિ રાખવી ત્હને પાલવે તેમ નથી. આગળ દેખાતા શૂન્ય પ્રદેશની ભયંકરતા ઉપર તથા વિશ્રામ સ્થળની રમણીયતા ઉપર વિચાર ના કરીશ. ત્હારે તો એક એવી ભૂમિકામાં જવું છે કે, જેની વચ્ચે આવતા ત્યાગ અને વૈરાગ્યના વિશ્રામ સ્થળનો પણ ત્યાગ કરવો પડશે, અને મોક્ષના વિશ્રામ સ્થળનો પણ ત્યાગ કરવો પડશે, અને મોક્ષના વિશ્રામ સ્થળને પણ ઓળંગવો જોઇશે. પછી તું એક એવા લક્ષ્યે પ્હોંચીશ કે જ્યાંથી એવા સેંકડો વિશ્રામ સ્થળો અનેક ભાટ ચારણોને દાનમાં આપી શકાશે.

ઓ ધર્મ ઘેલડા, તું શું કરી રહ્યો

છે ? છેક વિવેકશુન્ય પશુની માફક ક્યાં ભટકી રહ્યો છે ? ધર્મ-મૂર્ખ, ધર્મ ક્યાં છે ? શું ધર્મ એક જડ ક્રિયા છે ? ત્હારી એ ક્રીયાઓએ ત્હને કેવો મુડદાલ બનાવ્યો છે તેતો જરા જો. ત્હારામાં શક્તિનું નામ ક્યાં છે ? ત્હારામાં અર્પણતા ક્યાં છે ? છતાં તું ત્હારા ધર્મના ઘમંડને છોડતો નથી. ઓ વિકૃત મનુષ્ય ! તું વિશ્વ બંધુત્વ અને આત્મસમર્પણ જેવા ભવ્ય આદર્શોને વરવાનું છોડી દઈ શા માટે "દયા" અને "સેવા" નામની વેશ્યાઓ સાથે વ્યભિચાર કરી રહ્યો છે. છોડ ત્હારી એ નિર્માલ્ય લાગણીઓને. જૈનોની "દયા"એ અને વૈષ્ણવોની "સેવા"એ તો હિંદુસ્તાનના આત્માનું ખૂન કર્યું છે. જીવનને

ગતિ આપે—જીંદગીને નવો અર્થ આપે એવા આદર્શોને શોધ.

હે સન્યાસી, જગતને છોડી તું ક્યાં જવા નીકળ્યો છે? અભેદતાને માર્ગે. તું કોની સાથે અભેદ પામવા મથે છે? પ્રભુ સાથે. ત્યારે હે ભાઇ, તું પાછો ફર જરા અહંતાને છોડીને જો કે જગત્ સાથે અભેદતા પામ્યા વગર પ્રભુ સાથે એક થવું શક્ય નથી. પ્રભુનું બાહ્યસ્વરૂપ એજ જગત્ છે. જગતનો ત્યાગ એતો પ્રભુનો ત્યાગ છે. વિશ્વપ્રેમ અનુભવ્યા વગર પ્રભુપ્રેમ નહિ મળે. ત્હારા એકાન્તના જપતપ છોડી દે અને જગત્માં પ્રભુ પ્રગટાવ.

માટી પાણીથી પલળે છે. પથ્થરને

તો લોખંડી હથોડાથી ભાંગવા પડે છે. નીતિવાદીઓ પથ્થરને પાણીથી પલાળવાની વ્યર્થ ચેષ્ટા ના કરો. હથોડાના ભયંકર નાદથી થતી લાગણીઓને-ત્હમારૂં લક્ષ્યબિન્દુ ચુકાવવા આવતી "દયા" નામની વેશ્યાને, તાબે થવાની નિર્બળતા ના બતાવો. પથ્થરને હથોડાથી ભાંગી ત્હેની માટી બનાવી પછી પાણીથી પલાળ્યા કરજો. એમજ થતું આવ્યું છે. પ્રકૃતિનો એ અબાધીત નિયમ છે. જગત્નો ઇતિહાસ અવિરત સ્વરે એજ પોકારે છે. "નિરપેક્ષ સત્ય," "નિષ્પક્ષ ન્યાય" "નિસ્વાર્થ પ્રેમ"ના આદર્શો તો પૂર્ણતાએ પ્હોંચેલા સમાજમાંજ ચાલી શકે. અસ્તિત્વ જેવું હોય તેવું સ્વીકા-

રીનેજ આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ બતાવવો જોઇયે.

હે મનુષ્ય, તું આ જગત્માં શા માટે આવ્યો છે? ધન, માન, વિદ્યા માટે જ કંઇ ત્હારૂં આગમન નથી. મનુષ્ય જીવનમાં આવી ત્હેં વિશ્વપ્રેમ ના અનુભવ્યો તો ત્હારા જીવનની કશી જ શાર્થકતા નથી.

હે પ્રેમ,–હે પ્રભુ, હું ત્હારા શરણે છું. જે કંઇ પ્રાપ્તવ્ય છે તે માત્ર ત્હારો અનુગ્રહજ છે. જેના દર્શન માત્રથી અહંતા ચાલી જાય છે, વાસનાઓ દૂર નાસે છે, આવેશો બંધ પડે છે, તે ત્હારા સ્વરૂપને વન્દન હો!

બુદ્ધિથી પર જે કંઇ છે ત્હેને બુદ્ધિથી જાણવાની ઇચ્છા ન કર. બુદ્ધિ અપૂર્ણ છે. ત્હેનો સ્વભાવ ભેદ પાડવાનો અને દોષ જોવાનો છે. બધી વિદ્યા બુદ્ધિથી પર "કંઇક" છે ત્હેનો જ માત્ર ખ્યાલ આપે છે.

વિશ્વચૈતન્ય ત્હને "યોગી" બનવા નિમંત્રે છે, પંડિત બનવા નહિ. વિશ્વ પ્રકૃતિની બધી ક્રીયા પોતાનાથી પર "બુદ્ધિવાદ"થી પર એવા કોઇ અગમ્ય તત્ત્વનો આવિર્ભાવ કરવા માટેજ થઈ રહી છે, વિશ્વ પ્રકૃતિ ત્હને ત્યાં ખેંચે તે પ્હેલાં તુંજ એ માર્ગે પ્રયાણ કરવા માંડ.

—

વાંચનાર, તું ગમે તે સિદ્ધાન્તમાં સત્ય માને ત્હેની સાથે જરાયે તકરાર નથી. પણ જહેમાં તું સત્ય માને ત્હેની સાથે વ્યભિચાર ના કરીશ–પણ પ્રેમ કરજે. તું તે ખાતર અર્પાઇ જજે. સિદ્ધાન્તો જીવનને ભાગ્યેજ ગતિ આપે છે. સિદ્ધાન્ત પાછળ રહેલી તન્મયતા અર્પણની ભાવના જ જીવનને ગતિ આપે છે.

મહત્તામાંથી સૂત્રોજ ઝરે છે. વિવરણ કરવાની ભાટઇ ત્હેને પાલવવાની નથી, રાજાની કચેરીમાં ભાટ ચારણો ભેગા મળ્યા છે. અને ત્હેની સ્તુતિ ગાઇ રહ્યા છે. રાજા પ્રત્યેકને પોતાના અપાર દ્રવ્યમાંથી મુઠી મુઠી દ્રવ્ય આપે છે.

અને તેઓ ચિરકાળ ત્હેનાં યશોગાન ગાયા કરે છે. સમાજને તેઓમાંના પ્રત્યેક કહી રહ્યા છે કે, મ્હારી કવિતા જ સુન્દર છે. પ્હેલો કહે છે કે મ્હારા ભાવો અપૂર્વ હતા. બીજો કહે છે કે મ્હારી શૈલી અનુપમ હતી. ત્રીજો કહે છે કે મ્હારી બોલવાની છટા તો કેવળ અદ્‌ભૂત જ હતી, અને રાજા તો મ્હારા ઉપરજ પ્રસન્ન છે. આમાંનાં કોઇ મૂર્ખને પોતાની ગુલામીનો ખ્યાલ નથી, કોઇને રાજમાર્ગી થવાની કલ્પના નથી. માત્ર ગુલામીમાં મોહ રાખી ત્હેનાથી મળતા ટુકડા વડે સંતોષ માની જીવન વ્યતિત કરે છે, અને પોતાની શ્વાન-વૃતિ માટે લડાઇ કર્યાં કરે છે.

"તત્ત્વજ્ઞે" સમાજને પ્રગતિમાન્ કરવા માટે ફેંકેલા સત્યના ટુકડાઓ અર્થે, બધા "નૈયાયિકો" અને "પંડિતો" શ્વાનની માફક ખેંચતાણ કરી ગુરકયા કરે છે. જમીન ઉપર વેરેલા બધા ટુકડા વીણી આ શ્વાન-વૃત્તિવાળાઓ હવે જગત્ પ્રતિ વળે છે. એક કહે છે કે મ્હારા ટુકડામાંજ સત્ય રહેલું છે. બીજો કહે છે કે સત્ય તો મ્હારા ટુકડામાં જ છે, પ્હેલાએ તો થોડો ભાગ મ્હારી પાસેથી પડાવી લીધો છે ત્રીજો કહે છે કે સત્યનો અસલ અંશ તો મ્હારા ટુકડામાં જ છે, પેલા બન્નેમાં તો માત્ર ત્હેનો કચરો હતો તેજ ભેગો કરવામાં આવ્યો છે. "યોગી"

માત્ર આવા અજ્ઞાનીઓ ઉપર હાસ્ય કરે છે.

ભોજન મનુષ્યને મળે છે

શ્વાનને તો ટુકડાજ મળે છે.

સત્ય મહાન્ વિચારકોને મળે છે.

ભાષા શાસ્ત્રીઓને-નૈયાયિકોને માત્ર શબ્દાર્થ એટલે કે છેક સત્ત્વહીન ટુકડાજ મળે છે.

ઉપનિષત્-સત્યજ્ઞાનના સૂત્રકારો માત્ર પ્રથમ પંક્તિના "યોગી" છે, અને ત્હેની ટીકા કરનાર પંડિતો શ્વાનવૃત્તિ ધરાવનાર ભાટ ચારણો છે.

વિચારકને સત્યનો સાક્ષાત્કાર નથી હોતો. પરંતુ ત્હેની શુક્ષ્મ બુદ્ધિ સત્યની

ઝાંખી કરી શકે છે. સત્ય શું છે. સ્વરૂપ શું છે. સ્વરૂપનો ઉપયોગ શો છે. તે જાણી શકે છે.

"વિચારક"ની જીવનદશા અત્યંત વિલક્ષણ હોય છે. દુનીયા જ્હેમાં સુખ માને છે તેવા કોઇ ભાવોમાં ત્હેની બુદ્ધિ ઠરતી નથી. દુનીયા ઉપરની કોઈ પણ નીતિની વ્યાખ્યામાં ત્હેને શ્રદ્ધા નથી હોતી. કારણ કે તે માને છે કે કોઇ પણ સિદ્ધાંત એકાંત સત્ય નથી. કોઇ પણ નીતિ હમેશને માટે સ્થિર હોઇ શકે નહિ. આજે જે નીતિ મનાય તે આવતી કાલે અનીતિ પણ મનાય. ટુંકમાં તે સમજે છે કે દુનીયા ઉપરની બધી

ભાવનાઓ તે "યોગી"એ ફેંકેલા સત્યના ટુકડા જ છે. ત્હેને તો સંપૂર્ણ સત્ય અનુભવવાની તાલાવેલી લાગેલી હોય છે. જેથી તે કોઇ પણ સિદ્ધાંતમાં સ્થિર રહી શકતો નથી. આથી દુનીયા ત્હેને મૂર્ખ ગણે છે. થોડી શી આગળ વધેલી વ્યકિતઓ ત્હેને નીતિમાન્ અથવા ધર્મ-શીલ ગણે છે પણ તે થોડો વખત જ્યારે વિચારક સત્યના માર્ગે પ્રયાણ કરતાં "મોક્ષ" અને "વૈરાગ્ય"ની ભાવ-નાઓને વટાવી જાય છે, ત્યારે ત્હેના મિત્રો ત્હેને નાસ્તિક ગણે છે. બસ, તેઓની પ્રકૃતિ તો જ્યાં હતી ત્યાંજ હોવાથી ઉચ્ચ સ્થિતિની કલ્પના તેઓને આવી શકતી નથી. આવી શકેજ નહિ.

"વિચારક" મિત્રોથી આનંદ મેળવી શકે નહિ. મિત્રો માત્ર ત્હેના બાહ્ય આચાર અને કંઇક દુન્યવી નીતિ અને વૈરાગ્યના કાલ્પનિક લક્ષણો જોઇ તેનું માપ કાઢે છે. ત્હેની પ્રકૃતિ તો ઓળખી શકતા જ નથી.

"અર્પણતા જ્યારે વિકૃત થાય છે ત્યારે "સેવાનું" નામ ધારણ કરે છે."

"મહત્તા જ્યારે વિકૃત થાય છે ત્યારે "અભિમાન"નું નામ ધારણ કરે છે."

"વિનય જ્યારે વિકૃત થાય છે ત્યારે "ખુશામત"નું નામ ધારણ કરે છે."

વિકાર માત્ર તુચ્છ હોય છે. અસહ્ય છે. જે જે સ્વાભાવિક છે, તે તે સુન્દર

છે સ્વભાવ જહેમાંથી જતો રહ્યો છે, તે તે વસ્તુઓ તો ચેતનહીન મુડદા જેવી હોય છે, ત્હેને ટકાવી રાખવા ઇચ્છવી એતો છેક બાલીશતા છે.

તુચ્છ પ્રકૃતિને ટકાવી રાખવા કરતાં, તુચ્છ અને આદર્શ ભ્રષ્ટ સમાજને બચાવવા કરતાં ત્હેને જલદીથી મરવા દેવો એ "દયા" તેમજ નીતિની દૃષ્ટિએ પણ વધારે ઉત્તમ છે.

ઓ શ્રીમન્ત હિન્દીઓ લક્ષ્મીના "ગુલામો" ત્હમે તે કયાં ચાલવા લાગ્યા છો ? ત્હમે ત્હમારા દેશને માટે કોઇ વખતે વિચાર કર્યો છે ? ત્હમારામાં આત્મા છે કે નહિ ત્હેનું નિરીક્ષણ કર્યું

છે ? દેશની મુડદાલ અવસ્થા ઉપરે ના હૃદયની શૂન્યતા ઉપરે આંખ ફેરવવા સમય મળ્યો છે ? ધનની અને કીર્તિની તો ત્હમે બહુયે વખત થયાં ગુલામી સેવી રહ્યા છો, છતાં ત્હમે ત્હેમાંથી કંઇ બોધ પાઠ મેળવ્યો છે ? જરા પણ નહિ. ઉલટું ત્હમે ગુલામી ઉપર મોહ રાખી ગુલામ દશાને પૂર્ણ બનાવી છે. આજે ત્હમારો સમાજ કેવી અજ્ઞાન દશામાં છે, ત્હમારૂં બાલ્યજીવન કેટલું પરતંત્ર છે, ત્હમારા વિચારોમાં કેટલી નિર્માલ્યતા છે તે તો જરા જુઓ.

દર્દની પ્રાથમિક સ્થિતિમાં ખોરાક અને હવાની ફેર બદલીથી પણ આરામ

થઇ જાય છે. મધ્યમ સ્થિતિમાં કડવાં ઔષધોનું સેવન કરવાથી ફાયદો જણાય છે. પરંતુ અંતિમ અવસ્થામાં તો ઝેરી માત્રાઓ સેવન કરવી પડે છે અને એટલું છતાંયે જીવનની આશા ભાગ્યેજ રખાય છે.

ત્હમને લાગુ પડેલ દર્દની અંતિમ અવસ્થા આવે તે પ્હેલાં જાગ્રત થાઓ અને યોગ્ય ઉપાય કરો.

રસ્તે ચાલનાર પથિક, પોતાના માર્ગમાં હરકત રૂપ જણાતા કાંટા કાંકરાને દુર ફેંકી દેછે ત્હેના ઉપરે દયા વર્ષાવતો નથી. વિશ્વની પ્રગતિમાં કંટક રૂપ બની રહેલા ત્હમારા સમાજને

પ્રકૃતિ પોતાની અનિવાર્ય સત્તાથી દુર ફેંકી દે, તે પ્હેલાં હમે પ્રકૃતિને અનુરૂપ બનો.

જ્ઞાન-બુદ્ધિ એવી હોવી જોઇયે કે જે વિશ્વપ્રકૃતિની રચના, નિયમ, ઉપયોગ, અને કારણ, જાણી શકે.

કર્મશકિત એવી હોવી જોઇયે કે જે સારા વિશ્વને ખેંચી શકવાની શ્રદ્ધા ધરાવતી હોય.

ભકિત-પ્રેમ એવો હોવો જોઇયે કે જે આખા જગત્‌ને હૃદયમાં સમાવી શકે. પૂર્ણયોગીની એ દીવ્ય ભૂમિકાએ ચડવા તું ગતિ કરજે.

"ઉંચે ચડાવવા માટે નીચે આવતરવું પડે છે."

અઝી ઝેમન, બુદ્ધિવાદનાં એ ક્ષુદ્ર પ્રદેશો છોડી યોગી જે ભૂમિકામાં વસે છે તે ભૂમિકામાં જવા તૈયાર થા. ધર્મ, નીતિ, વૈરાગ્ય, વિગેરે બુદ્ધિએ આપેલો કચરો ફેંકી દે. છેક બાળક બની–નગ્ન બની જા; તું તો અનન્તનો બાળક મૂળે તેજ ભૂમિનો વિહારી હોઇ ત્યાં જતાંજ તું તે સ્વરૂપ થઇ જઈશ. અને ત્યાંના આનન્દમાં ગળી જઇશ. પણ હે પ્રિય સખા, ત્યાં રહીને ત્હારા એ એકાન્ત આનન્દમાંથી પ્રભુના આ જગત્ ઉપરે અવશેષ રહેલા કાર્ય પ્રતિ દૃષ્ટિ ફેંકજે. ત્હારા એ આનન્દના ઉત્સવમાં ભાગ લેવા તું સારા વિશ્વને નિમંત્રણ આપજે. નિમંત્રણની ઉપાધી રૂપ જણાતા એ

અનેરા આનન્દને જતો કરવાની ઘેલછા ના કરીશ.

વાંચનાર ત્હને વન્દન હો. આપણે ફરી મળવાની આશાએ વિખુટા પડીયે તે પ્હેલાં એક વાત કહેવા દે " એવું કંઈક શોધ કે જહેમાં તું અર્પાઇ શકે." બસ પછી ?–પછી શું, પછી તો ત્હને તે મળશે કે જેને તું શોધી રહ્યો છે. ત્હને ત્હેનું જ્ઞાન થશે કે જે જાણવા તું મથી રહ્યો છે. ત્હારા અનુભવો દર્શાવવા રખે ચુકતો.

વેલજી ઠાકરશી.
જીવીબ્હેન મગન.

❀

# નિમંત્રણ.

"તત્ત્વજ્ઞાન" એ જીવનમાં ભજવાય છે. પુસ્તકોમાં લખાતું વા વંચાતું નથી.

"વિચારકો" ત્હેને જીવનમાં ભજવવા મથે છે, ભાષાશાસ્ત્રીઓ ત્હેને પુસ્તકમાં ગુંથવા મથે છે. "જેવી જ્હેની પ્રકૃતિ તેવી ત્હેની ક્રીયા."

મહાન પ્રકૃતિ સહાસ કરવા મથે છે. તુચ્છ પ્રકૃતિ રક્ષણુમાં આનંદ માને છે.

એકનું "સ્વર્ગ" ને અન્યને નરક રૂપ થાય છે, અન્યનો "મોક્ષ"ને એકને છેક અર્થહીન જણાય છે.

પ્રતિકુળતામાં શકિતનો વિકાશ થાય છે. "યોગ"ની ખીલવણી થાય છે. બધા યોગી એટલે કે સમર્થ તત્ત્વવેત્તાઓને, જીવનમાં તત્ત્વજ્ઞાન ભજવવા માટે તો તનમનાટ ભય સ્થાનમાં ખેંચી જાય છે અને અપૂર્વ આનન્દનો સાક્ષાત્કાર કરાવે છે. ગરીબ બીચારા "નૈયાયિક"ને આ છેક અસહ્ય હોવાથી આનો અર્થ કરવા માટે તે પોતાની બુદ્ધિના આશ્વાસન કાજે દુનીયા ઉપરે "પ્રારબ્ધ" અને "કર્મ"ની સંજ્ઞા રજુ કરે છે.

બધા મહાવીરો અનાર્ય પ્રદેશમાં ભટકે છે, અને શત્રુઓને આમંત્રે છે. તત્ત્વજ્ઞાનને જીવનમાં ભજવવાની તાલા-

વેલી, તમામ પ્રતિકુળ સંયોગોમાં સમત્વ ટકાવવાની અસાધારણ શકિતનો એ નાચ છે.

વાંચનાર ત્હને એ નાચ પાર્ટીમાં નિમંત્રણ છે. પથિક એ ભયાનક ગણાતા પ્રદેશની યાત્રા કરવા "અરવિન્દાશ્રમ" ત્હને આમંત્રણ આપે છે.

આવ "સખા" આવ એ અનન્ત-તાને દ્વારે, ત્હારી માર્ગ પ્રતિક્ષા કરતા એવા અમ્હેં ત્હારૂં સ્વાગત કરી ત્હને વધાવવા માટે તૈયાર જ ઉભા છીયે.

જીવીબ્હેન મગન.
વેલજી ઠાકરશી.

—

## આબુ અરવિન્દ ઘોષનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. | અરવિન્દ ઘોષનાં પત્રો. મૂ. | ૦-૬-૦ |
| ૨. | અરવિન્દ ઘોષનું વ્યાખ્યાન. | ૦-૨-૬ |
| ૩. | યોગિક સાધન. | ૦-૬-૦ |
| ૪. | જગન્નાથજીનો રથ. | ૦-૧-૬ |
| ૫. | ગીતા નિષ્કર્ષ. | ૩-૧૨-૦ |

(ટપાલ ખર્ચ જૂદું.)

સુન્દર છપાઈ તથા બંધાઈ ઉત્તમ કાગળો અને ઉચ્ચ વાચનવાળાં આ પુસ્તકો ખરીદવા દરેક ભાઈ બ્હેનોને અમારો ખાસ આગ્રહ છે.

લખો :—

પ્રવર્ત્તક-પબ્લીશીંગ-હાઉસ,
નવસારી.

---

## શ્રી પ્રકાશ હાથવણાટ.

અમારા કારખાનામાં હાથવણાટનો જૂદી જૂદી જાતનો માલ તૈયાર થાય છે વેપારી ભાઇઓને અને આમપ્રજાને વિનતિ છે કે એક વખત નમુના દાખલ અમારો માલ થોડો મંગાવી વાપરી જોશો.

નીચેનો માલ અમારે ત્યાં હમેશાં તૈયાર હોય છે.

| | |
|---|---|
| ધોતી—ઝીણી | ૯×૫૦" |
| " " | ૯×૪૮" |
| " " | ૯×૪૬" |
| " " | ૮×૪૫" |
| " " | ૭×૪૨" |

ગામડાના ભાઇઓને માટે જાડાં પોતનાં સારી કુમાસનાં ધોતીઆં.

| | |
|---|---|
| ધોતી—જાડા અરની | ૮×૪૮" |
| " " | ૮×૪૫" |
| " " | ૭×૪૫" |
| " " | ૭×૪૨" |

આ ઉપરાંત શહેરી ભાઇઓને કામ લાગે એવી શરટીંગને માટેની ઝીણી ખાદી, કોટીંગની ખાદી, ટુવાલ, બાણી, ચોળીનું કપડું, સાડી કિફાયત ભાવે મળશે.

ખાસ ઑર્ડર મુજબનો માલ પણ અમે બનાવી તાકીદે સફાઇદાર તૈયાર કરી આપીએ છીએ.

વધુ ખુલાસા માટે પૂછાવો—મણિભાઇ દ્વિવેદી,
સોલ એજ. પ્રકાશ હાથવણાટ,
ઠે૦ પ્રવર્ત્તક હાઉસ, નવસારી.